# તૈયાર થાય છે!

ચાલુ વર્ષના ઑક્ટોબર માસમાં બહાર પડશે!

આજ લેખકનું બીજું પુસ્તક.

# "કેટલાક સંવાદો."

આ સંવાદનું પુસ્તક ગુજરાતી સાહિત્યમાં નવીનજ લેખાશે. આ પુસ્તકમાંનો દરેક સંવાદ વાંચકના મન ઉપર ઉંડી અસર કર્યા વિના રહેશે નહિ. નીચે મુજબ દશ ધાર્મિક, ઐતિહાસિક અને સાંસારિક સંવાદોનો આ પુસ્તકમાં સમાવેશ થશે :—

૧. સતી સાવિત્રી અને યમરાજ.

૨. બંધુવિગ્રહ.

૩. ઉત્તરા અને અભિમન્યુ.

૪. શક્તસિંહ અને પ્રતાપ.

૫ દશરથ અને શ્રવણવધ.

૬. અંબરરાજ અને અમરસિંહ.

૭ પૃથ્વીરાજ અને સંયુક્તા.

૮ કાન્તિ અને શાન્તિ,

૯. પોરસ અને સિકંદર.

૧૦. "મેવાડ પતન" નાટકનો એક પ્રવેશ.

ઉપર પ્રમાણેના રસિક સંવાદોથી ભરપૂર ૧૫૦ પાનાંના આ આકર્ષક પુસ્તકનું મૂલ્ય આના બાર રહેશે. નીચેને ઠેકાણે નામ નોંધાવો :—

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.
નંબર ૧૦૨/૪, લોઅર ચીતપુર રોડ,
કલકત્તા.



# કવિતાકલાપ.



રચનાર

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.



સોલ એજન્ટ

મેસર્સ એન. એમ. ત્રીપાઠીની કંપની.



પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦



કલકત્તા.

સંવત ૧૯૭૪, સન ૧૯૧૮.



મૂલ્ય ૦-૧૪-૦ આના.

" ધી બોમ્બે ફાઇન આર્ટ પ્રીન્ટીંગ વર્ક્સ " માં
( નં ૨૭, અમરતલા લેન, કલકત્તા. )
એ. એસ. પટેલે છાપ્યું.
અને
ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશીએ
નં ૧૦૨/૪, લોઅર ચીતપુર રોડમાં
પ્રસિદ્ધ કર્યું.



# અર્પણ.

—

( ગઝલ )

સકલ બ્રહ્માંડ તારૂં તો—
　　　　પ્રભુ ! ચરણે ધરૂં શું શું ?
બહુ બહુ ઉર ધારૂં તોય—
　　　　હું અર્પણ કરૂં શું શું ?
હૃદય દીધું, દીધી બુદ્ધિ,
　　　　દીધું સાહિત્ય-જીવન પણ,
હવે ઉપહારની છાબે—
　　　　અહો પ્યારા ! ભરૂં શું શું ?
લખાવે છે હૃદય જે જે—
　　　　લખે છે લેખિની તે તે,
હૃદયમાં વાસ તારો તો—
　　　　સમર્પણનું રહ્યું શું શું ?
છે અર્પણ મારૂં તુજને આ,
　　　　કે તારૂં છે મને અર્પણ,
કવિતાના કલાપે એ—
　　　　લખ્યું છે આ ; [illegible] શું શું ?

# પ્રસ્તાવના.



પરમ પ્રેમી પરમાત્માની અખંડ કૃપા થઇ આજ આ લેખક પર કે "કવિતાકલાપ" ના મથાળા હેઠળ તેનાં કાવ્યોનો સંગ્રહ સમાજ સમક્ષ મૂકવાનો તે દયાળુ પ્રભુએ અવસર આપ્યો.

અંગ્રેજીમાં એવા ભાવાર્થની એક કહેવત છે કે વિજ્ઞાન જેમ જેમ આગળ વધેછે તેમ તેમ કવિતા હઠતી જાય છે. એ કહેવતને ખોટી પાડવા માટે અંગ્રેજી ભાષાના કેટલાક કવિઓએ પ્રયત્ન કીધો છે. જે હો તે, પણ એટલું તો નિર્વિવાદ છે કે વિજ્ઞાનના આ જમાનામાં કવિતા અવનતી પામતી જાય છે. અમેરીકન કવિઓ આજકાલ જે પ્રકારની કવિતાઓ લખે છે તેને પૂર્વની દૃષ્ટિએ તપાસતાં "કવિતા" કહેવી કે કેમ એ પણ શંકાસ્પદ છે.

કવિતા શું છે? ઉત્તમ કવિતા કઇ કહેવાય?— કવિતાની વ્યાખ્યા શી? કવિતાનો ઉદ્દેશ શો?

જીવનમાં તેની જરૂર કેટલી ? આ સર્વ પ્રશ્નોનો નિર્ણય જૂદા જૂદા ટીકાકારો એ જૂદી જૂદી રીતે કર્યો છે, પણ એટલું તો અવશ્ય કે જે જીવનને ઉન્નત અને પવિત્ર બનાવે, જે જીવનને કંઇક જાગૃત કરે, જે જીવનમાં કંઇક રસ રેડે, જે કઠણ હૈયાં-ઓને કુંળાં બનાવે, જે પ્રપંચી આત્માઓને નિર્દોષી અને હસતા બનાવે, જે દુઃખીને દિલાસો આપે તેનું નામ કવિતા. આ લેખકના નમ્ર મત પ્રમાણે કવિતા બુદ્ધિ કરતાં હૃદયનો વિષય વધારે છે.

ગુજરાતી સાહિત્યમાં આજકાલ જેટલી કવિતાઓ લખાય છે તેટલી બંગાળી, હિંદી, મરાઠી તેમજ ભારતવર્ષની અન્યાન્ય ભાષામાં લખાતી નહિ હોય. સાક્ષરો અને વિદ્વાનો ફરિયાદ કરે છે કે આમાંનો મોટો ભાગ નિર્માલ્ય હોય છે. માસિકના અધિપતીઓ કહે છે કે અમારે "કચરાની ટોપલી" ઘણી મોટી રાખવી પડે છે. વ્યવહારિક વ્યક્તિઓ સૂચના કરે છે કે એવા જોડકણાંથી દેશને શો ફાયદો થવાનો છે ? ખરેખર આ સર્વમાં પૂરતું વજૂદ છે. પણ એક વાત

તો આ સ્થળે આ લેખકથી લખ્યા વિના રહેવાતું નથી. કે સાક્ષર શ્રી નવલરામભાઇના જમાનામાં તેમની નિષ્પક્ષપાત ટીકાઓથી તેમજ જેમનામાં તેમને કવિતા લખવાનું ખમીર દેખાય તેમને અપાતા પ્રોત્સાહનથી જેમ નમાલી કવિતાઓ લખાતી બંધ પડી ઓછી સંખ્યામાં પણ સારી કવિતાઓ બહાર પડતી હતી તેમ આ જમાનામાં તેમની જગ્યા પૂરનાર દુર્ભાગ્યે કોઇ ન નિકળવાથી થોકબંધ કાવ્યો બહાર પડતાં દેખા દે છે. ખરાબ માલ બજારમાં આવતાં સારા માલની ખપત અને કદર ઓછી થાય એ દેખીતું છે, જ્યારે ફરી નિષ્પક્ષપાત ટીકાકારો પાકશે અને દુધ અને પાણી જૂદાં કરી બતાવશે ત્યારે ચાલતી સ્થિતિ સુધરશે.

આ કાવ્ય સંગ્રહમાંનાં કાવ્યો કેવાં છે, કવિતાની દૃષ્ટિએ તેમનું મૂલ્ય કેટલું છે, જમાનાની જરૂરીઆતની દૃષ્ટિએ તેમની કિંમત કેટલી છે, જીવનના વ્યવહારમાં તેમનો કેટલો ઉપયોગ થઈ શકે તેમ છે, સાહિત્યમાં તેમનું સ્થાન ક્યાં છે

એ સર્વ નક્કી કરવાનું કર્ત્તા કાવ્યરસજ્ઞ જનોનેજ સોંપે છે.

વિશેષ શું ? જે સજ્જન મિત્રોએ આ પુસ્તક પ્રકાશનમાં સહાય આપી છે તે સર્વને મહાપ્રભુ હૃદય અને શરીરનાં સર્વ સુખો સહિત લાંબું આયુષ્ય આપે એવી આ લેખકની ખરા હૃદયની પ્રાર્થના છે.

અંતમાં તે પરમ કૃપાળુ પરમાત્મા ગુર્જર સાહિત્ય અને ગુર્જર કવિતાની દિન પ્રતિદિન ઉન્નતી કરે અને "ગુજરાત" અને "ગુજરાતીઓમાં" ચેતન પ્રેરી પોતાના ઉચ્ચ આદેશો તેમને હાથે કાર્યમાં મૂકાવે એવી પવિત્ર ઇચ્છા સહિત આ નાનાં પુસ્તક માટેનાં પ્રાસ્તાવિક વચનો સંપૂર્ણ થાય છે.

કલકત્તા,<br>તા૦ ૧૭-૩-૧૮. } ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

# અનુક્રમણિકા.

| સંખ્યા | કાવ્યનું નામ | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૮ | પ્રકૃતિના સંદેશા ... ... | ૨૯ |
| ૧૯ | ચંદરોઝ ... ... | ૩૧ |
| ૨૦ | અમૂલ્ય આશા ... ... | ૩૨ |
| ૨૧ | ઉત્સાહની મહત્તા ... ... | ૩૪ |
| ૨૨ | જીવનની મીઠાશ ... ... | ૩૫ |
| ૨૩ | મારે તો તમેજ ... ... | ૩૬ |
| ૨૪ | બીજાં ... ... ... | ૩૮ |
| ૨૫ | સૂતેલાઓને ... ... | ૩૯ |
| ૨૬ | જીવનનું સુખ ... ... | ૪૧ |
| ૨૭ | કર્ત્તવ્ય ... ... | ૪૨ |
| ૨૮ | વિભુનું સંગીત ... .. | ૪૪ |
| ૨૯ | હૃદય પ્રેમ ... ... | ૪૬ |
| ૩૦ | તુંજ છો ... ... | ૪૮ |
| ૩૧ | ડૂબે દિવાકર ... ... | ૫૦ |
| ૩૨ | પ્રેમીઓ ખેલે નંદનકુંજ ... | ૫૧ |
| ૩૩ | વિજ્ઞપ્તિ ... ... | ૫૩ |
| ૩૪ | આદેશ મારો એજ છે... ... | ૫૫ |
| ૩૫ | અધીર ... ... ... | ૫૬ |
| ૩૬ | સ્તોત્ર ... ... ... | ૫૭ |
| ૩૭ | પિતાની દયા ... ... | ૫૯ |

# કવિતાકલાપ.

## પ્રાર્થના.

દીનદયાલ છો,
વિભૂ! કૃપાળ છો.

અરપાનીના ઉરઅંધારે–
આપજ એક પ્રકાશ છો:
વિભૂ! કૃપાળ છો.

નિરાશામાં આશારૂપ છો.
આશે ઉરઉલ્લાસ છો;
વિભૂ! કૃપાળ છો.

શક્તિરૂપ આ સત્કાર્યે છો,
પ્રીતિના પ્રતિભાસ છો;
વિભૂ! કૃપાળ છો.

૨

ચેતન, જડમાં ને સહુ વિશ્વે—
પ્રભુ! અદૃશ્ય નિવાસ છો;
વિભૂ! કૃપાળ છો.

હે જગનાયક! પતિત સહાયક!
આપજ મારી આશ છો;
વિભૂ! કૃપાળ છો.

દીનદયાલ છો,
વિભૂ! કૃપાળ છો.

# પ્રેમી હૃદય [1]

( ગઝલ )

વસે સિન્ધુઉરે મોતી, ગગન તારા તણી જ્યોતિ,
પ્રભા કિન્તુ હૃદયમાં મુજ અનુપમ પ્રેમની સ્હોતી.

ભલે વિશાળ સિન્ધુ છે ભલે આકાશ તેથી યે,
હૃદય મારૂં પરંતુ છે વધુ વિસ્તૃત ઉભયથી એ.

પ્રભા મુજપ્રેમની હૃદયે અહા ! તેજસ્વી કેવી છે ?
ચમકતી મોતી ને તારા થકી શતવાર કેવી તે ?

પ્રણયભાવોની ઝાંખીથી, હૃદયના સત્ય સ્નેહેથી—
જતાં મુજ ઉર, ગગન, સિન્ધુ અરે! પળ એકમાં પીગળી.

---

૧ લૉંગફેલોના એક કાવ્ય ઉપરથી.

# આભાર દર્શન.

(અનુષ્ટુપ છન્દ)

આત્મ આ દાસનો જ્યારે ઇશ ! તુજ કૃપા ગણે—
સ્તુતિ, આશ્ચર્ય ને પ્રેમે તે નિમગ્ન અહા ! બને.

તુજ આભાર દર્શાવે કેમ શબ્દની માલિકા ?
ઇશ ! આભાર સૌ યે તે ઉરમાંથી ઉકેલ હા !

પ્રાર્થનામાં સહુ મારી યાચના હું શકું વદી—
તે પહેલાં સુણંતો તે ઓ પ્રભુ ! તું કૃપા કરી.

ઉરઆનંદ ઝરાની ઉત્પતિ નવ જાણું હું,
તોય આનંદ સર્વ તે તુજથી પ્રભુ ! પામું છું.

નાશવંતા યુવાનીના પંથમાં જવ હું ભમું—
હસ્ત અદૃશ્યથી તારા સત્ય માર્ગ પરે ચઢું.

દાસ તારો કૃપાથી એ સર્વ દુર્ગુણથી બચ્યો,
દુઃખ ને મૃત્યુનો તેણે સર્વથા ભય છે તજ્યો.

ઇશ ! નિસ્તેજ થાતો હું વ્યાધિથી બહુ યે સમે,
મુક્તિ મારી કરી તેં તો તેજપૂર્ણ કીધો મને.

પાપના ઘોર અંધારે, શોકસાગરમાં વળી—
ડૂબતો હું કદી તો તો સ્હાય તારી પ્રભો ! મળી.

ઈશ ! તેં તો મને દીધું છે રૂડું ગૃહસુખ હા !
પૂર્ણ ભંડાર છે મારો સુકૃપા તુજથી અહા !

સુખ દેતો પ્રતિ દિને દેવદેવ ! અનંત તું,
તે સુખોના સુભોક્તા આ ઉરની શી કથા કરૂં ?

ઈશ ! આભાર તારો હું સર્વકાલ નહિ ભુલું,
મૃત્યુ થાતાં જગે બીજા ગુણુ તુજ સ્મર્યા કરૂં.

ઇશ ! અસ્તિત્વ ના જ્યારે પ્રકૃતિ તણું યે હશે,
દિનો ને રાત્રિનો જ્યારે હે પ્રભો ! ક્રમ ના હશે ;

પૂર્ણ તારી કૃપાએ જે આત્મ તે મુજ તે સમે—
વિસ્મરે ના દયા તારી દીનતારક ! ઇશ હે !

સર્વકાલે કરૂં તારૂં ગુણગાન પ્રભો ! હું તો,
કિન્તુ તે ગાનને કાજે સર્વકાલ નથી પૂરો.

# તો શું થયું.

(હરિગીત)

જો બંધુસેવામાં થયું દુર્બલ શરીર તો શું થયું ?
જો ઠારવાને અન્યને નિજ સુખ દીધું તો શું થયું ?
પરમાર્થમાં આનંદ જો અર્પ્યો સકલ તો શું થયું ?
કર્ત્તવ્યવેદી ઉપર હોમ્યો દેહ નિજ તો શું થયું ?

'સેવા' મહીં જો સકલ આશા લુપ્ત થઇ તો શું થયું ?
તનમન તણી શક્તિ બધી તેમાં ગઈ તો શું થયું ?
જો આપી દેતાં અન્યને કંઇ નવ રહયું તો શું થયું ?
આદેશ પ્રભુનો સાધતાં સર્વસ્વ ગયું તો શું થયું ?



# નામ નથી લીધું તારૂં.

(રાગ આશાગોડી)

નામ નથી લીધું તારૂં ; વિભુ ! હજી
નામ નથી લીધું તારૂં.
જોયું ન શું છે થાનારૂં ; વિભુ ! હજી
નામ નથી લીધું તારૂં.

પ્રેમપ્રસાદી લીધી નહિ તારી,
જીવન કીધું ગોઝારૂં ; વિભુ ! હજી
નામ નથી લીધું તારૂં.

પંથ ભુલ્યો હું તને મળવાનો,
થાય હવે શું [illegible] મારૂં ? વિભુ ! હજી
નામ નથી લીધું તારૂં.

મોહનું [illegible]ધન લીધું સ્વીકારી,
ક્યાંય ન શાન્તિનું બારૂં ; વિભુ ! હજી
[illegible] થી લીધું તારૂં.

નામ નથી લીધું તારૂં ; વિભુ ! ધ્રુ૦

નામ નથી લીધું તારૂં.

જોયું ન શું છે થાનારૂં ; વિભુ ! ધ્રુ૦

નામ નથી લીધું તારૂં.

# પોઢો પોઢો મારા બાલ !



ઉંડા હેતેથી પોઢાડું હું આજ રે !
પોઢો પોઢો મારા બાલ !
ફેલ્યુ સૃષ્ટિ પર રાત તાણું રાજ રે !
પોઢો પોઢો મારા બાલ !

ધીમાં ધીમાં ગાઉં ગીત બાલ ! મધુરાં રે લોલ,
ગાઉં બહુ બહુ તો યે હેત અધુરાં રે લોલ,
કોણે માનાં હેત જાણ્યાં બાલ ! પૂરેપૂરાં લોલ ?
લે-લે ઓઢાડું આ સુન્દર હું શાલ ;
પોઢો પોઢો મારા બાલ !

તારે નયને અંજન આંજું શાન્તિનાં રે લોલ,
તારે દેહે ઢાળું સમીર વિશ્રાન્તિનાં રે લોલ,
મા તો બેસી ગીત ગાતાં તુજ કાન્તિનાં રે લોલ,
લે-લે ચુંબન આપું હું ધરી વ્હાલ ;
પોઢો પોઢો મારા બાલ !

ઘેરી રાત્રિ આ જશે ને તેજ આવશે રે લોલ,
મારા હૈયા કેરી આશ એ ખીલાવશે રે લોલ,
મારા વીર ! તારા આત્મને હસાવશે રે લોલ,
આશભર્યો એ સુહાગી ઉષાકાલ ;
પોઢો પોઢો મારા બાલ !

ઉંડા હેતેથી પોઢાડું હું આજ રે !
પોઢો પોઢો મારા બાલ !
ફેલ્યું સૃષ્ટિ પર રાત તણું રાજ રે !
પોઢો પોઢો મારા બાલ !

# પ્રાતશ્ચિન્તન.



( ગઝલ )

સુહાગી પ્રાત જનઉરને શી શાન્તિમાં ડૂબાવે છે ?
પ્રતિતિ વિભૂ પર પૂરી મુદિત ઉર શી બતાવે છે ?

સિંહાસન શોભિતું આકાશ આ વિસ્તૃત મહીં વિભૂનું,
સુવર્ણે સૂર્યમંડળ શો વિભવ તેનો બતાવે છે ?

સમીરણ પ્રાતનો ધીરો કુસુમસુગંધથી ભરપૂર—
કરી ઉપાસના તેની જુઓ ! શો આહીં આવે છે ?

ભણે પ્રિયપાઠ કોકિલા જુઓ ! તેનો જ તરૂડાળે,
ગુણો તેનાજનું ગુંજન ભ્રમર પ્રતિ સ્થળ મચાવે છે.

કુસુમ તેના અનુભવમાં થઇને મસ્ત ફૂલ્યાં બહુ,
ધૂને તેનીજ પ્રતિ પક્ષી ઉમંગે ગીત જગાવે છે.

જુઓ ! તેનેજ મળવા આ સરિતા હર્ષથી દોડી,
વિભૂના ગુણની ગાથા પ્રતિ લહરી ગજાવે છે

૧૨

છૂપો ના સર્વવ્યાપી ને પ્રતાપી જગન્નિયંતા છે,
ગતિ તેનીથી પ્રતિ વસ્તુ સચેતન શીર ઝુકાવે છે.

પ્રકાશે 'પ્રકૃતિ' પ્રત્યક્ષ આભાસે વિભુના હા !
પ્રતિ પરમાણું યોગબલે વિભૂ અસ્તિત્વ કહાવે છે

# સર વૉલ્ટર સ્કોટનું એક કાવ્ય.

( હરિગીત )

છે હીનભાગી કોઇ શું જન્મ્યો કહો આ જગતમાં—
હા ! જંતુ તે પામર હશે જન્મ્યો સૂવેલા આત્મમાં—
જેના હૃદય માહીં નથી રે ! ભાવના સુપ્રવાહિતા—
કે "ભુમિ આ મુજ હૃદયની છે મારી રે! મારીજ હા !"

દૂરના પ્રદેશો ભટકીને બહુ ક્લાન્ત થઇ જ્યારે અરે !
વળતો લઈ પગલાં પનોતાં નિજ પ્રવાસી તો હશે ;
તે સમય-હા ! તે પ્રિય સમય-શું કોઈ એવો છે જ કે-
ના ઉર ધડકતું ઉછળે તે નીચ પાપાત્માનું કે ?

આવો, મને દેખાડજો જો હોય જન્મ્યો તો ખરે,
ના વાણી ચીરપ્રવાહિતા કવિની જ તેને વર્ણવશે ;
મોટા ભલે ઇલ્કાબ હો, ધનનું અખુટ સામર્થ્ય હો,
ઇચ્છા કરી કલ્પી શકે ઐશ્વર્ય તેટલું તેનું હો ;

એ સર્વને તમ પાય હેઠે ક્રુરતાથી કચરજો,
વળી તે દુરાત્મનનેજ જે 'હું' પદ સદા તો સમજતો.
કીર્તિ દટાશે ઘોર ભાવે તેની તો ઉંડાણમાં,
તે નિજ દટાશે જ્યાંથી આવ્યો તેજ હીણી માટીમાં.

શું તે સમય શોકિત થશે આત્માજ કોઇનો અરે ?
શું વર્ષશે સદ્‌ભાવ તેના તે સમય કોઈ અરે ?
શું શોકનાં ગીતો ગવાશે તે સમે તેને વિષે ?
શું તું થઈશ મુજ પ્રિય પાઠક ! તે સમય શોકિત કે ?

# પ્રભુકૃતિની મહત્તા.

( અભંગ )

પ્રભાત જ્વલંત રમ્ય જ્યાં સુહંત—
ઉર ભગવંત ! તને ભજે.
કુસુમ સુવાસ, વિમલ આકાશ,
ધવલ પ્રકાશ અર્પ્યાંજ તેં.
મૃદુ મિષ્ટ વાણી પંખીની પ્રમાણી—
કોણે નવ જાણી શક્તિ તારી ?
સુવાસી સમીર વહે જ્યાં સુધીર—
કોણે ન લગીર જાણ્યો તને ?
જોઇ દિનમણી તણી જ્યોત ઘણી—
કોણે અવગણી તારી કૃતિ ?
ઉષાના સુરંગ પ્રેમે વિલસંત,
પ્રભુ ! પ્રકટંત તારી પ્રભા.
રમ્ય આ કૃતિ હે સૃષ્ટિપતિ !
કયો મૂઢમતી નવ ગ્રહે ?
એ કૃતિપ્રકાર, કૃતિનો એ સાર,
હે દીનઆધાર, સ્થાપું ઉરે.

# જનનીસ્તોત્ર.

( ગઝલ )

નિજ તનયના પ્રેમભાવે સકલ ક્લેશ નિવારિણી,
માત મારી ! નમું તુંને, સતત્ મંગલકારિણી !

સ્વર્ગભૂમિ તુંજ હે મા ! સુખશાન્તિનું સ્થાન તું,
તું હિ એકજ શ્રેષ્ઠ માતા ! ઉર અતુલ મુદકારિણી

સ્નેહભૂમિ, શૌર્યભૂમિ ને સુકર્મભૂમિ ભલી,
તુંજ મારી માત ! અનુપમ, વિશ્વને ઉજ્જાલિની.

વિમલા, તેજસ્વિની, સમૃદ્ધિ ને પુણ્યે ભરી,
તું હિ એ મા ! તું હિ એકજ છો ભવાબ્ધિતારિણી.

નીક હો કે દીન હો, ભૂલે તને ઉરહીન કો ?
રહી અને રહેશે સદા સુધર્મની જે ધારિણી.

# યાચના.

(ઉપજાતિ)

આપો ન આપો ઈશ ! કાંઈ શક્તિ,
આપો તથાપિ વિમલા સુભક્તિ.
આપો ન આપો પ્રભુ ! ચેતના કે,
આપો તથાપિ તમ પ્રેરણા કે.

આપો ન આપો ધન ઇશ ! ઝાઝું,
આપો તથાપિ મન ધર્મ વાળું.
આપો ન આપો મહિમાનું માન,
આપો તથાપિ કરૂણાનું દાન.

આપો ન આપો હરિ હે ! સુકાન્તિ,
આપે તથાપિ તમ પાય શાન્તિ.
આપો ન આપો સુખનો જ લ્હાવો,
આપો તથાપિ સહુ સત્ય ભાવો.

આપો ન આપો વિભૂ! મિષ્ઠ મેવા,
આપો તથાપિ તમ શુભ સેવા.
આપો ન આપો જગમાં પ્રતિષ્ઠા,
આપો તથાપિ તમમાં જ નિષ્ઠા.

આપો ન આપો પ્રભુ ! સૌખ્ય લેશ,
આપો તથાપિ દૃઢતા વિશેષ.
આપો ન આપો ઇશ ! કાંઇ જ્ઞાન,
આપો તથાપિ તમમાંજ ધ્યાન.

# તારા વિના હૃદયંગમા !



(હરિગીત)

જો લેશ હોય પ્રકાશ ના દેખાડવા પથ રાત્રિએ—
નિજ લક્ષ્યસ્થાને શી રીતે તો નાવ પ્હોંચે મુજ પ્રિયે?
જો ગ્રીષ્મઋતુની મૃદુલ મીઠી સમીરલહરી ના વહે—
મીઠી સુગંધી કુસુમની તો પ્રાપ્ત ક્યમ થાએ કહે ?

તડકો અને ઝાકળ વસંતઋતુ મહીં જો હોય ના—
તો કેમ ખીલે સુન્દરી ! સુન્દર સુમન ગુલાબના ?
તું મમ પ્રકાશ, તું લહરી પ્રાણે, તાપ ઝાકળ જીવનમાં,
તો શી રીતે હું રહી શકું તારા વિના હૃદયંગમા !

# સાગરને સંબોધન.

( ગઝલ )

અહો ! વિશાલ સાગરરાજ ! તું સૂરે પ્રચૂરે ગા,
ઉછળતા તુજ તરંગોથી સમીપ ને દૂર દૂરે ગા.

જગતના દુઃખગાનોએ જિગરને બહુ જલાવ્યું છે,
મલે આરામ એવું કે મીઠી કુદરતને નૂરે ગા.

હૃદયમાં ને રગેરગમાં પ્રભુજીની સ્મૃતિ જાગે,
લઇને તાન એવું કે ઉંડા ગંભીર સૂરે ગા.

બને આથમતો સૂરજ સ્થિર, વળી શશિરાજ પણ સૂણે,
હલકતું ગાન એવું કે હૃદયના પ્રેમપૂરે ગા.

# એકાંત જીવન. ૧

( મંદાક્રાંતા )

થોડી આશા હૃદય મહીં જે, અલ્પ ચિંતા ઉરે જે—
આ વિશ્વે તે ઉર સહુ મહીં સત્ય રીતે સુખી છે.
વાસો જેનો નિજ ગૃહ અને નિજ દેશે મધુરો—
તેના તુલ્યે સુખી જગતમાં ના કદી કોઇ જાણો.

દીએ જેની સુરભિ દુધ ને ખેતરો દે સુધાન્યો,
અર્પે જેને ગરમ ઉનનાં નિજ ઘેટાં સુવસ્ત્રો;
ગ્રીષ્મે જેનાં શીતલ તરૂની મીઠી છાયા છવાયે,—
ને હેમંતે બળતણ બને—તેજ સુખી ખરો છે

જે પોતાનો સમય વ્યતિતે લેશ ચિંતા વિનાનો—
તેને વ્હેતો સુખસરિતમાં શાન્તભાવે પ્રમાણો.
જે છે વ્યાધિ રહિત તનથી ને મને શાન્તિ જેને,
ઉદ્‌વેગથી દૂર રહી વીતે દિન જેનાં સુખી તે.

---

૧. પોપના એક કાવ્ય ઉપરથી.

સામ્રાજ્યે જે અતી સુખી બને શાન્ત નિદ્રા તણા હા !
ને વિશ્રાન્તિ-પઠન થકી છે દિન જેણે વ્યતિત્યા,
ને જે રૂડું મનન કરતો પૂર્ણ નિર્દોષતામાં,
છે આ વિશ્વે અતી સુખી ખરે ! તેજ, ના અન્ય કો હા,

વિખ્યાતીથી હીન જીવન આ ગાળવા મુજને દયો,
ના થાએ કો મુજ મરણથી દુઃખી એવું થવા દયો,
દૂરે દૃષ્ટિ જન તણી થકી ત્યાગવા દેહ આ દયો,
ક્યાં સૂતો તે કદપિ નહિ હા ! જાણવા કોઇને દયો.

૨૩

## વિભૂને ચરણે.

( રાગ આશાગોડી )

રાખોને તમ પાસ, પિતા ! હવે—
રાખોને તમ પાસ.
અન્ય ન માગે દાસ, પિતા ! હવે—
રાખોને તમ પાસ.

પતિત બાલ પડયો ચરણે તવ,
પૂરો તેની આશ ; પિતા ! હવે—
રાખોને તમ પાસ.

ગૂઢ તિમિરથી છાયું હૃદય આ,
પ્રકટાવો સુઉજાસ ; પિતા હવે—
રાખોને તમ પાસ.

આ દીન બાલ ફરી ફરી વિનવે,
તમ ચરણે દયો વાસ ; પિતા ! હવે—
રાખોને તમ પાસ.

૨૪

રાખોને તમ પાસ પિતા! હવે—

રાખોને તમ પાસ.

અન્ય ન માગે દાસ, પિતા! હવે—

રાખોને તમ પાસ.

# પુત્રપ્રેમ.

( ગઝલ )

અરે ! એવો કુપુત્રજ કોણ મારી માત ! દેખાશે,
ન કીર્તિસ્તોત્ર જે તારાં હૃદય ઉંડાણથી ગાશે ?

હતી તું એકદા ગૌરવભરી ને પૂણ્યવંતી મા !
ભૂલી એ પૂર્વકાલીન ઉચ્ચતા શું પુત્ર તુજ જાશે ?

અડગ ટેકી પ્રતાપ, સુવીર પૃથ્વીરાજ સમ પુત્રો—
હતા જન્મ્યા ઉદર તારે પ્રતિત ઇતિહાસથી થાશે.

અતી ધર્મિષ્ઠ, ન્યાયી ને ઉદાર વીરો થયા બહુ જ્યાં,
સુભૂમિ એવીને સંપૂર્ણ પ્રેમે કયો તનુ ન ચ્હાશે ?

તું મારી માત, હું તુજ સુત, વિધિનિર્મ્યો સબંધજ એ,
ન તુટશે કોઇ કાલે એ, સુઆશે કે ઉંડી નિરાશે.

# વિભૂપ્રાર્થના ૧.

( હરિગીત )

અતી ગૂઢ ભેદોથી ભર્યાં તુજ કાર્ય સૌ વિશ્વેશ ! છે,
હૃદયસ્થ જે તું કરાવતો હું તેજ હા ! કરતો ખરે,
અનુચિત-ઉચિતના જ્ઞાનનો ના લેશ મુજને ભાસ છે,
પ્રેરિત જે મુજ વિમલ મનથી થાય તે મુજ ગ્રાહ્ય છે.

જે કૈં કીધું તેં છે સ્વયં હે દેવદેવ ! થયુંજ તે,
જે કૈં સ્વયં ઇશ ! તુ કરીશ ભાવિ મહીં થાશેજ તે,
જે કૈં સ્વયં તું કરી રહયો છો,.થઇ રહયું જે છે, તથા,
છું હેતુમાત્ર સદૈવ હું, કર્ત્તાજ તું છો સર્વથા.

છો નિર્વિકાર તથાપિ તું છો ભક્તવત્સલ સર્વદા,
છો તું નિરીહ તથાપિ અદ્દભુત સૃષ્ટિ રચતો હા! સદા ;
આકારહીન તથાપિ તું સાકાર સન્તત સિદ્ધ છો,
સર્વેશ થઇને પણ સદા તું પ્રેમવશ્ય પ્રસિદ્ધ છો.

---

૧ મૈથિલી શરણ ગુપ્તના એક હિંદી કાવ્ય ઉપરથી.

કરતા મનન તારૂંજ મુનિ, રત તુજમાં છે ઋષિ બહુ,
તુજનેજ સન્તત દેખતા નિજ ધ્યાનમાં યોગેન્દ્ર સહુ,
વિખ્યાત વેદોમાં વિભો ! તું સહુ તણો આરાધ્ય છો,
કોઈ ન તુજથી છે વડો, તું એક સહુનો સાધ્ય છો

દર્શનથી તુજ ઉરને ન રહેતું અન્ય કાંઇ શેષ છે,
દર્શન વિના તુજ જીવ પામર ભટકતા સવિશેષ છે,
હે ઇશ ! જે તુજ પદકમલના મીષ્ટ મધુને ચાખતો—
તે મુક્તિની પણ કરી અનિચ્છા તુચ્છ તેને માનતો.

હે સચ્ચિદાનન્દ પ્રભો ! તું નિત્ય સર્વ સશક્ત છો,
અનુપમ,અગોચર,શુભ,પરાત્પર,ઇશવર, અવ્યક્ત છો,
તું ધ્યેય, ગેય, અજેય છો, નિજ ભક્ત પર અનુરક્ત છો,
તું ભવવિમોચન, પદ્મલોચન, પુણ્ય, પદ્માસક્ત છો.

તું એક થઇને પણ અહો ! રાખે બહુ બહુ વેશ છે,
આદ્યન્તહીન,અચિન્ત્ય,અદ્‌ભુત,આત્મભૂ,અખિલેશ છે,
કર્ત્તા તું છો, ભર્ત્તા તું છો, હર્તાજ તું છો સૃષ્ટિનો,
ચારે પદાર્થ દયાનિધે ! આભાસ છે તુજ દૃષ્ટિનો.

૩૦

આ સૃષ્ટિસૌંદર્ય જ્વલંત—
છે જગદીશકૃતિ વેશ,
"સહુ શુભ, રમ્ય પ્રભુ અર્પંત"
એજ પ્રકૃતિસંદેશ.

# ચંદરોઝ.

———

( ગઝલ—તર્જ ચંદરોઝની )

આ મુસાફર ! ઠાઠ તારો ચંદરોઝ,
જીંદગીનો આ ગુજારો ચંદરોઝ

કેમ પોતાને ગણે સરદાર તું ?
કાફલો તારો બિચારો ચંદરોઝ.

છોડી દે, તું છોડી દે તારા દગા,
બાજી જીતવાના વિચારો ચંદરોઝ.

થાય નેકી તેટલી લેને કરી,
સર્વ બીજા મદદગારો ચંદરોઝ.

"કોણ તું ? ક્યાં છે જવું ?" વિચાર એ,
આહીં તો તું ઠેરનારો ચંદરોઝ.

વખત ઓછો, જીતવાનું છે ઘણું,
આવીને ચાલ્યા હજારો ચંદરોઝ.

# અમૂલ્ય આશા



( અભંગ )

યાચું પ્રભુ ! યાચું યાચું હે ગોપાલ !
રાખો રંક બાલ શરણે તવ.
જગતમાં સહુ જુઠું હે કૃપાલ !
નવ કાંઈ આશ તવ વિના.
ગ્રહો હરિ ! હાથ રાખો મને ક્ષેમ,
અનુપ સુપ્રેમ ધરો હૃદે.
વસે ઉર વિભૂ ! વિમલ વિચાર,
સહુ શુભ સાર તવ થતાં
નથી હરિ ! આજે ઉર આણું ભ્રાન્ત.
થયું છે સુશાન્ત સુચ્ચિન્તને.
હૈયું બલહીન બન્યું છે સબલ,
ઉડ્યાં મદ, મલ તે થકી સૌ.

હવે નહિ કોઈ ધારૂં અન્ય ઉર,
તુંજ મુજ નૂર સદા પ્રભો !
વિમલ હૃદે યાચે તવ દાસ,
પૂરો મમ આશ હરિ ! હવે.

ॐ

# ઉત્સાહની મહત્તા.

( અનુષ્ટુપ છંદ )

શક્તિનું કેન્દ્ર ઉત્સાહ, પ્રેરણારૂપ મંત્ર એ,
પ્રવૃત્તિક્ષેત્ર ઉત્સાહ, સર્વ કાર્યનું તંત્ર એ.

જીંદગીની મહત્તા એ, ઉચ્ચતાનું સુલક્ષણ.
એ મહા આત્મવિશ્વાસ, ઉરનું આરોહણ.

ઉચ્ચ આ જીંદગીના લક્ષ્યો તણું આકર્ષણ,
સ્ફુર્તીનો જન્મ ઉત્સાહ, ભાવનાનું સુદર્શન.

શૌર્યની જાગૃતિ એ છે, મંદતાનો વિનાશક,
સર્વથા સર્વ સ્થાનોમાં ઉરને આહ્લાદક.

એજ ઉત્સાહથી સૌ વસ્તુ અસાધ્યજ સાધ્ય છે,
આશ છે એજ ઉત્સાહ, એથી કૈં નવ બાધ્ય છે.

માનવી ઉચ્ચ ઉદ્દેશી ! રાખજો નિજ લક્ષમાં—
સિદ્ધ ઉત્સાહ વિના થાશે તમારા યત્ન ના.

# જીવનની મીઠાશ.



(હરિગીત)

મુજ જીવનને કરવા સફલ હે ભાઇ! હું શું શું કરૂં ?
કે અવનવી મીઠાશ હું મુજ જીવનમાં શાથી ભરૂં ?
જગના બધા આનંદમાં આનંદ કયો સાચો ગણું ?
ભાઇ! કહે શું શું હશે પરમાત્મને વ્હાલું ઘણું ?

જો તેં કદી પરમાર્થને નિજ સાધના સ્થાપિ નહિ,
જો દેશજનના શુભ અર્થે દેહ નિજ આપી નહિ,
જો દુઃખીની સેવા પ્રભુને પ્રિય તેં માની નહિ,
મીઠાશ તો આ જીવનની જાણી નહિ—જાણી નહિ

# મારે તો તમેજ

( રાગ આશાગોડી )

આપજ એક બસ મારે હવે પ્રભુ !
આપજ એક બસ મારે.
ભૂલ કરી વારેવારે, હવે પ્રભુ !
આપજ એક બસ મારે.

પૂજ્ય ગણી પૂજ્યા'તા જેને—
તેહ હવે કે' છે "જા રે !" હવે પ્રભુ !
આપજ એક બસ મારે.

જાણ્યું આડંબરથી મળશો,
કે જૂઠા ઉદ્‌ગારે ; હવે પ્રભુ !
આપજ એક બસ મારે.

ભક્તિ જ્યારે સાચી પ્રકટી,—
આપ સ્વયં આવ્યા ત્યારે ; હવે પ્રભુ !
આપજ એક બસ મારે.

મારા છો ને મારા રે' જો,
ઇચ્છા ન બીજી લગારે ; હવે પ્રભુ !
આપજ એક બસ મારે.

આપજ એક બસ મારે, હવે પ્રભુ !
આપજ એક બસ મારે.
ભૂલ કરી વારેવારે, હવે પ્રભુ !
આપજ એક બસ મારે.

# બીજાં ૧.

—•—

( શીખરિણી )

બીજાં ઓષ્ટો જ્યારે નિજ પ્રણયને વ્યક્ત કરશે
બીજાં ઉરો જ્યારે નિજ પ્રણયમાં મગ્ન બનશે,
બીજાં પ્રેમીઓની જવ મૃદુ મીઠી ગોષ્ટી સરશે,
અને એ આલાપે પ્રણય અભિલાષા પ્રકટશે.

અરે ! એવા દૃશ્યે સ્મરણ ગૂઢ છૂપ્યું કદી હશે,
અરે ! એવા સ્નેહે કદી સ્મરણ સ્વસ્નેહનું થશે,
અરે ! એથી સન્મુખ ગત સમયનું સુખ દીસશે,
અને ત્યારે મારૂં સ્મરણ તવ ઉરે પ્રિય ! થશે.

---

૧. મીસીસ હેનરી વૂડના એક કાવ્ય પરથી.

# સૂતેલાઓને.

( ગઝલ )

સૂતા આંખો મીંચી તેથી કહોને શું થવાનું છે ?.
જરા ઉભા થઇ જુઓ તમારે ક્યાં જવાનું છે.

ઉઘાડી કાનના પડદા સૂણો આશાધ્વનિ દૂરનો
સૂણીને એ કહેશો કે "ગમે આ જાગવાનું છે"

વિના જોયે જૂઠે રસ્તે કરી ચાહિામ બસ ચાલ્યા,
હવે એ માર્ગ મૂકીને ખરે પથ ચાલવાનું છે,

હસો છો કુંભકર્ણ તણી સૂણીને વાત નિદ્રાની,
તમારી ઉંઘને જોતાં બધું એ ભૂલવાનું છે.

પ્રતાપી કાળના ભંડારમાંથી સર્વ દેશોએ—
લીધો સૌ સૌ તણો હિસ્સો, તમારે માગવાનું છે.

જગતની દશ દિશા માહીં ઉષાનું તેજ ઝળહળતું,
હજી શું રાતના ઘેને તમારે મહાલવાનું છે. ?

થશે શું અંધશ્રદ્ધાથી કદાપિ મોક્ષનું સાધન ?
ભણોને શાસ્ત્ર 'સેવા' નું ; ખરું ત્યાં જાણવાનું છે.

અરે ! જોયા કરો છો શું બની જડ ચેતના જગની ?
તમારે તો હજી બહુ ઉચ્ચ-ઉદ્દેશી થવાનું છે.

ૐ

# જીવનનું સુખ

( એક સંગીત )

વીત્યું હરિ હે ! જીવન શું સુખે ?
તુજ કરૂણાસિતાર—
પ્રેમપૂર્ણ તારતાર—
સૂણી જો ન એક વાર—
શું સુખ તો દુઃખે ?—વીત્યું.

તારી સુકૃતિ અનેરી—
"પ્રકૃતિ" સુરૂપ વેરી—
ધારી જો ન એક ફેરી—
હૃદયની સન્મુખે—વીત્યું.

મંગલમય તુજ આદેશ—
જીવીને ન સાધ્યો છેક—
વૃથા જીવ્યું વૃથા એક ;
એ જીવ્યું શું કરે ?—વીત્યું

# કર્તવ્ય. ૧

( ગઝલ )

છેદવી પડશે હવે આ મૃત્યુની ભયજાળને,
પૂંજપૂંજીભૂત જડતાની જટિલ જંજાળને.

જાગવું પડશે હવે આ દીસ પ્રાતઃકાલમાં,
આ સુજાગૃત જગતમાં— આ કર્મધામ વિશાલમાં,

અંધ રહેતાં શું નથી બાધા બધે સંસારમાં ?
ધર્મમાં, સત્કર્મમાં, આચાર ને વિચારમાં ?

દૂર કરી સંસારની આ વિઘ્નબાધાઓ સહુ—
મુક્ત ખગનો ઉચ્ચ રવ ઉચિત છે ગ્રહવો બહુ,

નિરખવો પડશે હવે વિચ્છિન્ન કરી તમતાપને—
વિશ્વમાં તે પૂર્ણ જ્યોતિર્મય તથા નિષ્પાપને.

---

૧ સર્ રવિન્દ્રનાથ ટાગોરના એક કાવ્ય ઉપરથી.

અગ્રસર થંઇ પૂણ્યપથમાં, કરી અર્યમની શોધણા—
આપણે નિજ હૃદયથી એ કરવી પડશે ઘોષણા :—

"દેવ હે ! છઇએ અમે આપજ સમાન મહાન તો,
હીન કાંઇ નથી અમે ભારત તણા સંતાન તો."

# વિભૂનું સંગીત

( અભંગ )

આ ઉર વિશાલ
સંગીત રસાલ—
તુજ હે કૃપાલ !
ગૂંજે મૃદુ.

આ જીવનકાલ
ભય વિકરાલ—
ભૂલે તુજ બાલ
એ સંગીતે.

ઉઠે પ્રતિ સૂર
જવ સુમધુર—
સત્ય સુખનૂર
ઝગી રહે.

પ્રમોદ અપાર
ઉછળે તે વાર,
સ્તુતિશબ્દહાર
બને ગ્રથિત.

માનવોનું ગીત
સ્વાર્થથી પૂરિત,
કરૂણારહિત
વિશ્વપતિ !

આ ગીત વિમલ
સુન્દર, સફલ,
અનંત, અચલ,
સ્મૃતિભર્યું

સકલ વિષાદ, ફલહીન વાદ,
તુજ આ પ્રસાદ ધ્વંસે પ્રભો !
ચાચે તુજ બાલ આ સંગીતતાલ—
ગૂંજો ચીરકાલ ઉરે મમ.

# હૃદય પ્રેમ.

( હરિગીત )

નીરખી વિમલ સરિતા, વિપિન, ને તરૂવરો નિજ દેશના
સુણી કુંજકુંજેથી ધ્વનિત સ્વર વિહંગવર-સંદેશના,
પ્રકૃતિપ્રભા જવ અધિક નિજ ભૂમિસ્વરૂપ વિલસાવશે,
પોતાની ભૂમિ કાજ કોને હૃદય પ્રેમ ન જાગશે ?

"બહુ પત્ર પુષ્પ અને સુધાન્ય થકી ભરેલી ભૂમિ આ—
મારી હતી, મારીજ છે, મારી રહેશે સર્વદા."
જવ એ વિચાર હૃદય મહીં ઉલ્લાસ અધિક ઉછાળશે—
પોતાની ભૂમિ કાજ કોને હૃદય પ્રેમ ન જાગશે ?

એ માતના ક્ષણભર વિયોગ તણા દુઃખદ વિચારથી—
જેનું હૃદય રડશે નહિ ઉંડા અતી વિષાદથી—
તે મૂઢને શું માનવીમાં કોઇ પણ લેખવશે ?
પોતાની ભૂમિ કાજ કોને હૃદય પ્રેમ ન જાગશે ?

તું માત ! યદિ મુજ જન્મભૂમિ, તો મૃત્યુભુમિ તુંજ થજે,
મારા સકલ કર્મે, સકલ ધર્મે તું માતા ! તુંજ હજે,
તુજ પૂર્વ મહિમાસ્તોત્ર મુજ ઉરસંગીતો રેલાવશે,
પોતાની ભૂમિ કાજ કોને હૃદય પ્રેમ ન જાગશે ?

# તુંજ છો.

( એક સંગીત )

ઉભો છું હું તારે દ્વાર,
મુજ સાર તુંજ છો ;
આપ ના આપ લગાર
આપનાર તુંજ છો.—ઉભો

કીધાં પાપ મેં અનેક,
ભુલ્યો નીતિ માર્ગ છેક,
ક્ષમા અર્પનાર એક—
સર્વવાર તુંજ છો—ઉભો.

ચરણે ધરૂં શું ભગવન્ ?
રહ્યું છે શ્રધાનું ચેતન ;
જીવમાત્રનું નિવેદન—
પૂરનાર તુંજ છો— ઉભો.

જીવનવિણાના તાર—
તુટ્યા સૌ ક્રમાનુસાર—
રહ્યો હે તારણહાર !
એક તાર તું જ છો—ઉભો

~~

# ડૂબે દિવાકર.

( ગઝલ )

અહો ! સાગરજલે ડૂબે દિવાકરરાજ ધીમેથી,
નમી નમી દર પલે ડૂબે દિવાકરરાજ ધીમેથી.

રૂપેરી કોર સાગરની કનકરંગેથી રંગીને—
ઝૂકાવે શિરનો સોનેરી સુહાગી તાજ ધીમેથી.

ડૂબ્યો છે અર્ધ તો યે એ દિસે સામી દિશે જોતો,
હસી સામેથી આવે છે અહો ! શશિરાજ ધીમેથી.

ઉદય આ એકનો જોઇ, બીજાનો અસ્ત જોઇને—
પ્રલાપે ગાન કુદરતનું હૃદય-આવાજ ધીમેથી.

# પ્રેમીઓ ખેલે નંદનકુંજ.

( રાગ સારંગ )

પ્રેમીઓ ખેલે નંદનકુંજ ;
ખેલે નંદનકુંજ,
પ્રેમીઓ ખેલે નંદનકુંજ.
ઝીલે ઉભય હૃદય રસપૂંજ,
પ્રેમીઓ ખેલે નંદનકુંજ,

( સાખી )

સુંદર શોભા શુભ સજી હસતી નવલ વસંત,
વિધવિધરંગી વસ્ત્રથી વિશ્વવિલાસ સુહંત,
પ્રેમીઓ ખેલે નંદનકુંજ.

( સાખી )

ચૂંટી મનહર કુસુમને સ્મિત ઝીલતાં અવિરામ—
માનિની મુખ મધુર એ કૂકે છે ઘનશ્યામ.
પ્રેમીઓ ખેલે નંદનકુંજ.

( સાખી )

લક્ષ ચૂકાવા દોડતી રાધા હસે અમાપ,
નુપૂરધ્વનિ સંગે મળી લેતો પ્રેમાલાપ.
પ્રેમીઓ ખેલે નંદનકુંજ.

( સાખી )

આગળ દોડે રાધિકા પાછળ નંદનનંદ,
એ લીલા રળીઆમણી હસતી જૂએ વસંત
પ્રેમીઓ ખેલે નંદનકુંજ.

પ્રતિ સુસંકલ્પે મનુજીવન-ઉદ્દેશ ભરજો,
પ્રતિ વા વિકલ્પે તમ વિમલ ભક્તિની ફુરજો ;
પ્રતિ શ્વાસે મારા સ્ફુરિત પ્રભુતાઅંશ કરજો,
પ્રતિ નિશ્વાસે ને તમ ગૂઢ ધ્વનિને સુણવજો

# આદેશ મારો એજ છે.



( હરિગીત )

આદેશથી શા પાઠવ્યો ભગવન્ ! મને સંસારમાં ?
આ ભવ્ય દીસતી સૃષ્ટિમાં શું સાર કાંઇ હશેજ ના ?
શું સર્વ અહીં મિથ્યાજ છે ? કે સત્ય પણ કં છે અહીં ?
શું ઉચ્ચતમ કં સાધના સંસાર માંહીં છેજ નહિ ?

છે વત્સ ! છે સૌ સાધના સંસાર માંહીં પ્રાપ્ત છે,
આદેશ મુજ માનવજીવનની પ્રતિ સ્થિતિમાં વ્યાપ્ત છે.
"સૌ અન્યની સેવા કરે ને અન્યને માટે જીવે,"
આદેશ મારો એક છે--આદેશ મારો એજ છે,

# અધીર ૧



( ગઝલ )

બંધ શું થાશે નહિ આ નેત્રનીર ?
શું જશે તેમાં ડૂબી આખું શરીર ?

સિંધુની લહરી ઉછળતી ચોતરફ,
તોય મળશે ના કદી શું તેહ તીર ?

પાદપદ્મો ઇશ ! તમારાં વિકસે,
ધન્ય થાશે તો રૂદનજલ પણ ગભીર ?

કાંઇ નહિ તો યે કહી ઘો એટલું :—
"મુજને તારી ચિન્તા નથી લગીર."

પાંજરે પૂરી ભૂલો છો ઇશ ! કેમ—
આપનેજ જપી રહ્યો છે કંઠ કીર ?



---

૧. મૈથિલી શરણ ગુપ્તના એક હિંદી કાવ્ય ઉપરથી.

# સ્તોત્ર.

---

( ગઝલ )

શ્રેયકારિણી, ક્લેશહારિણી, શ્રેષ્ઠ જે પૃથ્વીતલે,
સકલશોચનિવારિણી વંદન તને છે મંગલે !

વીર પુત્રની જન્મદાત્રી, ધાત્રી ને સુપાલિકા,
સકલજગવિખ્યાતિની નિજ ધર્મના અતુલિત બલે.

હૃદયસ્પર્શી પ્રેમશૌર્યોંકિત અનેક પરાક્રમો—
માત આલેખિત છે ઇતિહાસપટ તુજ ઉજ્જવલે;

મુક્ત હસ્તે પ્રકૃતિએ વેર્યું નિજ સૌંદર્ય જ્યાં,
સુધનધાન્ય વિપુલ જહીં નજરે પડે છે સ્થલસ્થલે.

ગગનભેદી ધર્મગાથા ઘોષ જ્યાં ગર્જિત થતા,
ધર્મધૂરાધારિણી તે તુંજ માતા ! સુફલે !

જ્યાં સુલલના ધર્મગામિની જન્મ પામી અનેક છે.
પ્રેમ ને સુપુણ્યશાલિની તેજ તું મા ! નિર્મલે !

૫૮

ત્રીશ કોટિ છે નમ્યાં તુજ ચરણતલ સંતાન મા !
કેમ હીણો માત તેને ? અન્ય સૌ હીણો ભલે.

પૂનઃ તે તુજ રિદ્ધિ સિદ્ધિ પ્રકટ કર ઉલ્લાસથી,
સકલ પુત્ર ગાજવશે તુજ ગાન મા ! હિમાચલે.

# પિતાની દયા.

( રાગ આશાગોડી )

આવી દયા તો નવ જોઈ પિતા ! પ્રભુ !
આવી દયા તો નવ જોઈ.
મેં તો જાણ્યું કે "બાજી ખોઈ !" પિતા ! પ્રભુ !
આવી દયા તો નવ જોઇ.

મુજ અંતરનું દુઃખ દેખીને—
ઉર આપનું દ્રવ્યું રોઇ ; પિતા ! પ્રભુ !
આવી દયા તો નવ જોઇ.

શ્વાસભર્યા આવીને ભેટયા,
ઉચ્ચપણું દીધું ખોઇ ; પિતા ! પ્રભુ !
આવી દયા તો નવ જોઇ.

આવીને ધીરજ બહુ દીધી,
આંખડી પ્રેમથી લ્હોઇ ; પિતા ! પ્રભુ !
આવી દયા તો નવ જોઇ.

કલ્યાણ જ્યોતિ આપની પ્રભુ !
હૃદયપટે મુજ સ્હોઇ; પિતા ! પ્રભુ !
આવી દયા તો નવ જોઇ.

આવી દયા તો નવ જોઇ, પિતા ! પ્રભુ !
આવી દયા તો નવ જોઇ.
મેં તો જાણ્યું કે "બાજી ખોઇ !" પિતા ! પ્રભુ !
આવી દયા તો નવ જોઇ.

# પ્રશંસા.

---

( હરિગીત )

મીઠા વસંત ઋતુ તણા વાયુથી ચુમ્બિત મુગ્ધકર—
અર્ધાં ખીલેલ ગુલાબનું સૌંદર્ય દીઠું સુખકર.
ંતની ઝાકળ શીતળમાં સ્નાન કરી જે સ્વચ્છ થઇ–
એ મુગ્ધ કલિકા જાઇ કેરી રમ્યતા પણ દૃશ્ય થઇ.

ઝરમર ઝરંતી વૃષ્ટિ આછી જેહને નિર્મલ કરે—
મેં જોયું છે એ હાસ્ય કરતું પુષ્પ ચંપકનું પ્રિયે !
અતી ઘોર શ્યામ વિશાલ વ્યોમે પ્રબલતાથી ચમકતી
વિદ્યુત કેરી પ્રખર મેં સૌંદર્યજ્યોતિને દીઠી.

સુન્દર અને સુસ્વચ્છ સલિલે જે ખીલે પ્રાતઃસમે—
એ સુમનોહર કમલ કેરી મેં છટા જોઇ રમે !
ગુલાબ, ચંપક, જાઇથી એ, કમલ ને વિદ્યુતથી—
લાગે વધુ મનહર મને સૌન્દર્ય તુજ પ્રાણેશ્વરી !

# જુદો છે.

( ગઝલ )

પ્રભુજી જો જૂદા તો તો બધો સંસાર જૂદો છે,
પ્રભુજી આવતાં પાસે જીવનનો સાર જૂદો છે.

હૃદય સારંગી એની એ પ્રભુ વિણ બેસૂરી બોલે,
અડે જો અંગુલી તેની રમે તો તાર જૂદો છે.

જીગર-ગુલ્શન દીસે છે આ મને માલિક વિના ખાલી,
પ્રભુ-માલિક વસે જો ત્યાં તો ખુશ્બો-બ્હાર જૂદો છે.

નયન આંસૂ વહાવે જ્યાં ઉંડા ઉભરા થકી ઉરના,
લૂછે આંસૂ પ્રભુ તો તો હૃદય-આભાર જૂદો છે.

જીવનસાગર મહીં વ્હેતાં ઘૂઘવતાં ઘોર મોજામાં—
અરે ! મુજ હાથ ધરનારો એ તારણહાર જૂદો છે.

## જીવનસ્તોત્ર. ૧

( અનુષ્ટુપ છન્દ )

ના વિષાદી બની કોઈ વાણી મુજ પ્રતિ વદો:—
"માત્ર મિથ્યાજ સ્વપ્નું છે આપણું જીવવું અહો !"

ગર્વથી આત્મ ઘોરે જે તેજ હા ! મૃત લેખવો,
બાહ્ય દેખાય જેવી ના તેવી વસ્તુસ્થિતિ ગણો,

જીવવું આ નથી મિથ્યા, જીવવું અમ સત્ય છે
મૃત્યુ છે અંત તેનો એ સર્વથાજ અસત્ય છે.

"ઉદ્દભવ્યો માટીમાંથી તું, માટીમાં લય તુજ છે."
આત્મ વિષે વદાયા એ શબ્દ ના મુજને દીસે.

સુખ કે દુ:ખ ના ભાઇ ! આપણો પથ સત્ય છે
સુખ કે દુ:ખમાં ભાઇ ! આપણો નવ અંત છે.

કાર્ય ઉત્સાહથી કિન્તુ માર્ગ હા ! વિકટે કરો
ઉન્નતિના પથે બંધુ ! સુપ્રયાણ ક્રમે કરો,

---

૧ લોંગફેલોના એક કાવ્ય ઉપરથી.

ના વિશ્વાસે કદી રહેજો આશાપૂર્ણ ભવિષ્યના,
વર્ત્તમાને સ્મરો ના જે જે બન્યું ભૂતકાળમાં.

ઈશ્વરાજ્ઞા શિરે ધારી, ધારી ઉર વિશુદ્ધિને,
આચરો કર્ત્તવ્ય સર્વે વર્ત્તમાન તણા તમે.

જીંદગી આપણી થાવી શક્ય ઉન્નત યત્નથી,
પ્રાપ્તિ તેની પ્રતિતિની સૌસ્તો મહાન ચરિત્રથી.

જીંદગી ઉચ્ચ એવીથી કાલના વિસ્તૃત રણે—
સ્પષ્ટ રીતે મૂકી જાશું આપણા પદચિન્હને.

ચિન્હ એ જોઇને કોઇ અન્ય બાંધવ આપણો—
ઉર ઉત્સાહ ધારીને કાર્યમાં વધશે ઘણો.

બંધુ ! ત્યારે ઉઠો, જાગો, આચરો કર્ત્તવ્યને,
કર્મ કરતાં કદી બંધુ ! ના ગણો ભવિતવ્યને.

કાર્ય સાધો, કરો યત્નો શુદ્ધ ચિત્ત થકી તમે,
ધૈર્ય ધારી રહો ઉરે કાર્યના ફળ કારણે.

# ભારતલક્ષ્મી. ૧

( ગઝલ )

જય જનકજનની-જનની, જય ભુવન માનસહારિણી,
જય ધરણી રવિકર સમુજ્જવલ, વિમલતા વિસ્તારિણી !

ધોત તારા ચરણ તલ છે નીલ નીરધિ નીરથી;
જય અનિલકમ્પિત મનોરમ, શ્યામ અંચલધારિણી !

વ્યોમચુંબી ભાલ હિમગિરી છે, તુષાર કિરીટ છે,
જય જયતિ લક્ષ્મીસ્વરૂપા, દૈન્યદુઃખનિવારિણી !

પ્રથમ તો તારાજ ગગને સુપ્રભાત થયું અહા !
પ્રથમ વેદધ્વનિ જગાવ્યો તેંજ પુણ્યપ્રસારિણી !

તારાજ વન-ભવને પ્રથમ સુપ્રચારિતા હા ! થઇ હતી—
જ્ઞાન-ધર્મ મયી કથાઓ સકલ અઘસંહારિણી !

---

૧. સર રવિન્દ્રનાથ ટાગોરના એક કાવ્ય ઉપરથી.

ધન્ય છે મંગલમયી તું સતત્ દેશવિદેશને—
પાળતી દઇ અન્ન પ્રેમે હે ભવાર્ણવતારિણી !

જાહ્નવી યમુના સ્ખલિત છે સ્તન્ય તવ પીયુષ સમ,
જય અમારી દીવ્ય ધાત્રી, પતિતપાવનકારિણી.

# રસ હરિનામનો.

( એક સંગીત )

મોંઘો મોંઘો રે રસ હરિનામનો,
મોંઘો મોંઘો રે જશ હરિનામનો

પીઓ પ્યાલી ભરી ભરીને,
પીતાં કોણ ધરાય એ ?
આવો મીઠો રસ તજી દઇ
અન્ય શું પીએ—પાય રે ?
મોંઘો મોંઘો રે રસ હરિનામનો

પીતાં ઉઘડે નયન-મીટ ને—
સૃષ્ટિ-સાર સુહંત રે !
"જગતસેવા—ભેખ ધરવો."
એ વિચાર સ્ફુરંત રે !
મોંઘો મોંઘો રે રસ હરિનામનો.

મોહસ્વપ્ન સરી પડયું ને—
  મરડયું આળસ અંગે રે !
"સેવા, સેવા" એ રણકારો—
  હૃદય બોલે રંગે રે
    મોંઘો મોંઘો રે રસ હરિનામનો.

"રે પિતા ! રે જગતપાલક !
  આ દયા તુજ અતુલ રે !
તારી નામસ્મૃતિનું ફલ પ્રભુ !
  ચિત્તશાન્તિ અમૂલ રે !"
    મોંઘો મોંઘો રસ હરિનામનો.

મોંઘો મોંઘો રે રસ હરિનામનો,
હાં, હાં, રે મોંઘો મોંઘો રે રસ હરિનામનો,
  મોંઘો મોંઘો રે જશ હરિનામનો,
હાં, હાં, રે મોંઘો મોંઘો રે જશ હરિનામનો.
  મોંઘો મોંઘો રે રસ હરિનામનો.

## જગદીશને યાચના.

( અભંગ )

જગતજીવન !　　પતિતપાવન !
કેટલું રટન　　હજી કરૂં ?
પ્રેમદરશન　　હે મધુસુદન !
આ વ્યાકુલ મન　　ઇચ્છે સદા.
આશા તણું સુખ　　અર્પવા અનુપ—
શું નિજ સ્વરૂપ　　છાનું થયું ?
ના, ના, જગદીશ !　　એ નવ ચહીશ,
હું તો દિનનિશ　　ચાહું તને.
કંઠે અનિવાર　　યાચું વારવાર,
તો શો છે વિચાર　　એ તો કહો ?
પામું દરશન　　તો ધરી ચરણ—
સર્વદા જતન　　તેનું કરૂં.

## ૭૦

આ ઉરવ્યથા
હા ! યથાયથા
હે જીવન સાર !
હૃદય-આગાર

કેમ અન્યથા
ધ્વંસિત્ થશે ?
આવો એક વાર
પાવન કરો.

# ઉન્નતાવસ્થા.

( ગઝલ )

સહુ બંધન છૂટી જાતાં પ્રભુની ભક્તિ મેં માગી,
અને તેના અચલ પદનો બન્યો ઉંડો અનુરાગી.

દીઠા સંસારના રંગો બધા કાચા, બધા કાચા,
અને અંતર પરમ સાચા પ્રભુજીની સ્મૃતિ જાગી.

પ્રથમ જે સ્થાનમાં વાસો ગણી ત્યાં જ્યોત મનમાની.
નિરખતાં સ્થાન જ્યોતિર્મય હીણી એ જ્યોતને ત્યાગી

બહુ યે વાસનાના પડ હૃદયપટ પર હતાં જામ્યાં,
પરંતુ ભક્તિજલ સીંચતાં સહુ એ વાસના ભાગી.

પ્રથમ માનવ તણી કૃતિમાં હૃદય સૌંદર્યને જોતું,
હવે પ્રભુની અમૂલ કૃતિમાં દિસે સૌંદર્ય સુહાગી.

પ્રથમ તો મોહના સૂરો સુણીને ઉર રિઝાતું,
હવે બસ ભક્તિના મીઠા સૂરોની લેહ છે લાગી.

૭૨

બધી માયા, બધા મોહો, પ્રપંચો સૌ હવે છૂટયા,
અને 'પ્રભુ' નામની મસ્તી હૃદયમાં પ્રેમથી જાગી.

દશા આ સૌ અનુભવંતાં બન્યું ઉર ભક્તિમાં મશગુલ,
અને જગદીશને ચરણે રહેવાની રજા માગી,

# એક બાળકને જોઇને.

( મંદાક્રાંતા )

આવ્યું વિશ્વે હસતું હસતું—
બાલ ! તું હર્ષ ભાવે ;
રે ! રે ! કિન્તુ જગત હસવું—
માત્ર આડંબરે છે.
ઓહો ! બાપુ ! હસ તું, હસી લે,
ના મળે એ પછીથી,
ખોટું સર્વે વય તુજ વધ્યે—
પોષશે તું પ્રીતિથી.

આ સંસારે રમત રમતાં,
સર્વ રે ! સ્વાર્થ કેરી ;
ત્યાં અન્યોન્ય ક્યમ રહી શકે—
લાગણી પ્રેમપ્રેરી ?
કો જાણે આ જગત મહીં કે—
પ્રેમ પરમાત્મ પોતે ?

# પિતાને યાચના. ૧

દયાદાન દેશો ? દયાધામ છો,
રમો ચિત્તમાં આપ તો રામ છો.
પ્રભો ! ભક્તિ દ્યો, શક્તિ દ્યો કે ન દ્યો,
મને એજ દ્યો, મુક્તિ દ્યો કે ન દ્યો.

ગુણાતીત છો કે નિરાકાર છો,
પ્રભો ! મુજ કાજે તમે સાર છો.
સહુ ઠામ છો સૃષ્ટિમાં જો વસ્યા—
પૂનઃ દૃષ્ટિથી છો કહો કયાં જૂદા ?

તજો શૂન્યતા ઇશ ! સાકાર છો,
પૂનઃ રૂપમાં ભાવ—વિસ્તાર છો.
બન્યાં ચર્મના ચક્ષુ પણ ધન્ય છે,
ન જોશે વિના આપ કં અન્ય એ.

---

૧ મૈથિલી શરણ ગુપ્તના એક હિન્દી કાવ્ય ઉપરથી.

બહુ જન્મનો હાય ! વિશ્લેષ છે ?
કહોને હજીયે રહયું શેષ છે ?
ન ચિંતા જૂદો આપથી હું રહયો,
સદા આપનું ધ્યાન ધરતો રહયો.

વ્યથા જો નથી ભૂમિને ભારની,
નથી તો મને ભીતિ સંસારની
તમારા જગદ્રાજ્યમાં ભીતિ શી !
પ્રભો ! મુજ કાજે નવી નીતિ શી ?

તમારૂં જગદ્રાજ્ય એવું જ રહે,
સદા આપના પ્રેમને એ ગ્રહે.
વધો શાન્તિ જેવી વિધુની કળા,
સહુના ભલામાં ભલું મારૂં હા !

મને ધ્યાન દ્યો, જ્ઞાન દ્યો કે ન દ્યો,
ગિરાગાન દ્યો, માન દ્યો કે ન દ્યો,
તમારા ગુણગ્રામ ગાયા કરૂં,
તમારા ગુણોમાંજ માયા ધરૂં.

નથી લાલસા હે પ્રભો ! વિત્તની,
મને ચેતના જોઇએ ચિત્તની.
ભલેને જરા યે ન દયો સંપદા,
રહે આત્મવિશ્વાસ પૂરો સદા.

નથી માગતો હીર કે હેમ દયો,
દીધું વિશ્વ તો વિશ્વનો પ્રેમ દયો,
ભલે દુઃખ, આપત્તિઓ ઘેરી લ્યે,
નહિં ઉર દુર્વૃત્તિઓને ગ્રહે

રહું સર્વદા દુઃખમાં, શોચ શો ?
તમારૂં દીધું દુઃખ, સંકોચ શો ?
નહિ લેશ મૃત્યુ થકી હું ડરૂં,
યદિ આપના ગુણ ગાતાં મરૂં.

તમે મુજ શાન્તિ તણું ધામ છો,
તમે દાસનો એક વિશ્રામ છો,
ભિખારી ઉભો છું, જરા ધ્યાન દયો,
ન દયો કાંઇ તો દૃષ્ટિનું દાન દયો.

# તું કેવી હતી ?

( ગઝલ )

પૃથ્વીપટઉજ્જ્વલિની હતી, પતિતપાવનકારિકા,
વિપુલવૈભવશાલિની હતી, મંગલા, ભવતારિકા.

સકલ શુભ ધર્મની શુચિતા શ્રેષ્ઠ ભાવે વસી હતી,
શ્રુતિસ્મૃતિ સુમાન્ય હતી એ ક્લેશની સંહારિકા.

ગૌરવે પરીપૂર્ણ હતી, હતી નિપૂણ સકલ કલા મહીં,
સંયમાવલી કર્મની હતી સકલ દુઃખઉદ્ધારિકા.

સકલ વિદ્યા, સભ્યતા, સુકલા અને કૌશલ્યની—
દેશ પૃથ્વીના સમસ્ત મહીં હતી સુપ્રચારિકા.

શાસ્ત્ર ને સંગીતકારો કુશલથી હતી પૂર્ણ તું,
સુકૃતિ જેની હતી શંસય સકલ વિદારિકા.

હતી અતુલ ઐશ્વર્યભરી તું, તદપિ પૂણ્યમયી હતી,
નિજ સુવાતાવરણથી હતી સકલ અઘસંહારિકા.

સમૃદ્ધિ, ગૌરવ અને તુજ પૂણ્યની એ સ્મૃતિથકી—
ઉછળતી સુભાવનાઓ તુજ પ્રતિ શુભકારિકા.

## અભિલાષ ૧



જો હું થાઉં વૃક્ષ લતા બનીને પ્રિય ! મળજો
લેતાં પ્રેમપ્રમોદ સંગમાં રંગે ખીલજો.

જો હું થાઉં કુસુમ કુંજમાં સરસ સુગંધિત,
તો બનીને મકરન્દ સદા રહેજો અન્તઃસ્થિત.

જો હું થાઉં કર્મભોગથી કાળો વિષધર,
તો પ્રાણાધિક ! મહામૂલ્ય મણી થાજો શિર પર.

મૃત્યુ પામીને થાઉં યદિ હું પહાડી પત્થર,
તો પ્રિય ! થાજો વિમલ સુશીતલ ઝરણું સુંદર.

જો હું થાઉં સ્વચ્છ સરોવર મીઠા જળનું,
તો ધરજો પ્રિય ! રૂપ પ્રફુલ્લિત અમાળ કમળનું.

નીલાકાશ અનંત મહીં મળી જાઉં જો હું,
ઇન્દુરૂપ નિષ્કલંક તમને નિરખીશ તો હું,

---

૧ હિંદી ઉપરથી.

૮૨

જો હું થાઉં અતી ગંભીર સાગર તો પ્રિયવર !
ઉર રહેજો બની મંજુ અમુલખ મોતી મનહર.

પ્રતિ રૂપમાં, પ્રતિ સ્થળમાં નવ થાજો ન્યારા,
સર્વ સ્થિતિમાં ઇચ્છતીજ તમને હું પ્યારા !

# સંકલ્પ.



( હરિગીત )

મુજ જીવન કેરૂં લક્ષબિન્દુ આજથી પરમાર્થ હો,
મુજ સકલ સુખો, સકલ સ્વાર્થો, આજથી શેષાર્થ હો.
મુજ દેહ માહીં રગરગે 'સેવા'નું રક્ત ચલિત હો,
પ્રતિ સ્મરણ તંત્રી માહીં 'સેવા' આજથી ગૂંજીત હો.

નિજ રાષ્ટ્રહિતે-આજથી પ્રતિ પળ મ્હારી વ્યતિત હો,
ઉત્કૃષ્ટ હો મુજ સૌ વિચારો, કાર્ય સંગે ગ્રથિત હો,
આચાર કેરાં સકલ સૂત્રો આજથી ગતિમાન હો,
કર્ત્તવ્યજ્વાલા માહીં ભસ્મિભૂત સૌ અભિમાન હો.

આપત્તિમય પ્રતિ અસ્તકાલે હૃદય મુજ સુધીર હો,
ઉજ્જવલ સદા પરહિત અર્પિત મુજ જીવનદીર હો,
વિસ્તૃત વધુ દિનદિન મુજ પરમાર્થી કર્મપ્રદેશ હો,
આદેશ તુજ પ્રભુ ! સાધવામાં ન્યૂનતા નવ લેશ હો.

# મુકાબલો.



( ગઝલ )

તમારો માર્ગ જૂદો ને અમારો માર્ગ જૂદો છે,
તમારો સ્વાર્થ જૂદો ને અમારો સ્વાર્થ જૂદો છે.

તમારૂં લક્ષ આ દુનીઆ, અમારૂં લક્ષ પર દુનીઆ,
અમારો તો તમારા રાગથી વિરાગ જૂદો છે.

ફ્ના સંસારના સુખો તમે રે ! પામવા મથતા,
જગત કલ્યાણને માટે અમારો ત્યાગ જૂદો છે.

પ્રભુએ તો અમોને ને તમોને યે હૃદય આપ્યું,
મગર અમ દિલ તેણો તણે ઘડયો કૈં ભાગ જૂદો છે.

સદા પરમાર્થમાં રાજી અમારૂં આ જીવન સારૂં,
અમારા જીંદગી-નકશા ઉપર કૈં ડાઘ જૂદો છે

# પ્રશ્નોત્તર. ૧

( સવૈયા )

બાલકનાં નયનો પર આવી—
　　　　લેતી જે નિદ્રા વિશ્રામ
વિદિત શું છે કોઇને જગમાં—
　　　　તે દેવીનું પાવન ધામ ?

નિર્જન વન હોયે કોઇ જ્યાં—
　　　　થાય સદા ખદ્યોત પ્રકાશ,
કોઇ કુસુમની બે કળીઓની—
　　　　વચ્ચે ત્યાં છે તેનો વાસ.

બહુ સમયે બાલકનાં ઓષ્ટો—
　　　　પર ચમકે સ્મિતનું નિશાન,
શું કોઇ દેખાડી શકશે—
　　　　તે સ્મિતઉદ્ભવનું સંસ્થાન ?

---

૧ રવિન્દ્રનાથ ટાગોરના એક કાવ્ય ઉપરથી.

૮૬

બાલશશિનાં કિરણ થયાં' તાં--

જઇને શરન્મેઘમાં લીન,

સૌથી પહેલાં ઉદ્‌ભવ પામ્યું---

ત્યાંથીજ તે મૃદુ સ્મિત નવીન.

તેથી નિજ ધામ તજી નિદ્રા—

આમ જગતમાં ઘૂમી રહી,

ને તેથીજ તે સ્મિતની રેખા—

હોઠ મનોહર ચૂંમી રહી.

# દિલાસો. ૧

(ગઝલ)

સુખો જાતાં અરે! શાને નકામો ભાઇ ! તું ઝૂરે ?
જૂઠી આશા ધરે શાને વિધિના હસ્તથી ક્રૂરે?

અમુક સુખો વિધિ તુજને કદી નવ આપશે ભાઇ !
પછી સુખો સહુ સાથે કહેને કેમ એ પૂરે !

હું આકાશે ધનુષ ને પાંદડાં પર જોઉં ઝાકળને,
રહે કે એ વહે શાને પૂછીને લાભ છે શું રે ?

ફરી એને નિરખવાને બની સ્થિર ઉભવું શાને ?
પ્રકાશિત એ થશે નિશ્ચે અહીં કે કોઈ સ્થળ દૂરે.

---

૧ સર વૉલ્ટર સેવેજ લેન્ડોરના એક કાવ્ય ઉપરથી

# સિદ્ધાર્થનો ગૃહત્યાગ.

( હરિગીત )

આકાશ માહીં પૂર્ણિમાનો ચન્દ્ર સ્મિત વરસાવતો,
શાન્તિ ભરી પૃથ્વી પરે સુધા અનેરી સિંચતો,
પ્રતિ વૃક્ષ પત્ર પરે સુહાસી કૌમુદી શી ચમકતી ?
વિધુબિંબની શ્વેત પ્રભા સરવારિ પર શી ચમકતી !

સિદ્ધાર્થ રાજકુમાર જાગે શયન ગૃહમાં એ સમે,
ઉઠતી હૃદય માહીં વિચારપરંપરા એને દમે.
કરતી પ્રવેશ રૂપેરી રેખા ચાંદનીની ગૃહ મહીં,
સન્મુખ સૂતી સુન્દરીને મુખ રમે એ શી તહીં !

ત્યાં મોહને વૈરાગ્ય વચ્ચે ઝૂલતો કુમાર એ,
"મૃદુ તનુ લતા આ કયમ તજાએ ?" એ કરે વિચારછે.
ત્યાં રાજપદની તુલના સન્યસ્ત સંગે એ કરે,
બ્રહ્માંડ રૂપની સંગ પ્રસ્તુત રૂપની તુલના કરે.

"હું શું ગ્રહું ને શું તજું ?" મન્થન કરે એ હલબલે,
"સંસારને બસ તારવો" તવ ભાવ કર એ ઉછળે.
"આ મોહ કેરો પાશ મારે હૃદયબલથી કાપવો,
"શુભ સત્ય કેરો પંથ મારે જગતને દેખાડવો.

"સંસારની માયા થકી ભૂલી પડેલી અંગના !
આ દોષ ગણતો કર ક્ષમા એ દોષ પ્રાણાધારના.
તજી સ્થુલ મારે સુક્ષ્મની કરવી હવે સુઅર્ચના,
તજી ક્ષણિક સુખને ચીર સુખની કરવી મારે સાધના.

હે સ્મિતસુન્દર બાલ ! જગના ઘોર દુ:ખથી અજ્ઞ હે !
માઅંકમાં સુસુપ્ત, સ્નેહસુખે સરલ સુમગ્ન હે !
જાણીશ જ્યારે જગત કેરાં હૃદયભેદી દુ:ખને—
આ સ્મિતને, આ સરલતાને, તજીશ સર્વે સુખને.

હું જાઉં છું હે સુપ્ત જન ! ગૂઢ સત્યના ઉજ્જ્વલ પથે,
અંધારને ભેદી હવે ઉર જ્યોતિ જોવાને મથે"
એવું વદી નયને સજલ, દાબી સકલ વિષાદને—
સિદ્ધાર્થ નીકળ્યો મંદ પગલે ત્યાગી નિજ પ્રાસાદને.

# રૂપેરી ચન્દની પેલી.



( ગઝલ )

અહો ! સાગરઉરે ખેલે રૂપેરી ચન્દની પેલી,
મનોહર કૈં નૂરે ખેલે રૂપેરી ચન્દની પેલી.

સુણે સાગરસખાનું ગાન, ધરીને એક મનથી ધ્યાન,
બનીને મુગ્ધ ભૂલી ભાન રૂપેરી ચન્દની પેલી.

સખાઉર ઢાળીને નિજ અંગ વહે છે સ્નેહપૂર અભંગ,
અનુભવતી મીઠા સુખરંગ રૂપેરી ચન્દની પેલી.

જગતના કાનુનો ક્રૂરે મગર સુખ ક્યાં પૂરે પૂરે ?
દિવસ થાતાં હઠે દૂરે રૂપેરી ચન્દની પેલી.

# નૂતન વર્ષે સંકલ્પગ્રહણ.



(હરિગીત)

આ અર્ધરંગી રક્તરશ્મિમાલિકાની સન્મુખે—
આજે નૂતન વર્ષે ગ્રહું સંકલ્પ મંગલકર સુખે
તારી પ્રભો ! પ્રતિ ધારણા મુજ હૃદય કેરૂં લક્ષ હો.
તારી પ્રતિ આજ્ઞા વળી મુજ જીવનનું સાફલ્ય હો.

તુજ ઇષ્ટ ધર્મનિયમ તણું પાલન સદા મુજથી હજો,
શ્રધા પ્રસન્ન કરે તને એવી ઉરે મમ ઉદ્‌ભવો.
જે હૃદય કેરી સત્ય ભક્તિથી તર્યાં તુજ ભક્ત બહુ,
ઉર સાગરે મમ ઉછળજો તેના તરંગો એ ચહું

સત્કર્મ કેરી સાધનામાં હૃદય મુજ લીન હો યથા,
હો દોષના સ્વીકાર અર્થે હૃદયબલ પ્રાપ્ત તથા,
સ્થિતિ પ્રતિ જીવન તણી સંતોષકર હો મુજ ને,
તારૂં દીધેલું સુખ કે દુઃખ ચીર મુદકર હો મને.

# પ્રભુની કૃપાઓ.

( અનુષ્ટુપ છન્દ )

સર્વ તારી કૃપાઓ હું કેમ વિસ્મરૂં હે વિભો !
ઉંડી ઉંડી દયાઓ તે કેમ ભૂલું મહાપ્રભો !

પ્રકૃતિની સર્વ વસ્તુ તેં રચી મુજ કાજ છે,
ચંદ્ર ને સૂર્ય, તારાઓ, સિંધુ પૂર્ણ વિશાલ જે.

સાધવા તુજ આદેશો દેવદેવ ! જગે બધા...
તેં બહુ કાર્યસાધિની શક્તિ આપી કરી કૃપા,

ઉરના આનંદ ઉંડા, બુદ્ધિનો સુવિલાસ જે,
આત્મનાં ઉર્ધ્વનો ઉચ્ચાં તેં દીધાં અવિનાશ હે !

ઉચ્ચ શક્તિ સહેવાની, ને પ્રભાભરી ભાવના,
ને બીજા ઉચ્ચ સદ્‌ગુણો તારી વિશ્વવિભો ! કૃપા.

સંકટે જે મહા શક્તિ ધૈર્ય આપી ઉગારતી,
હે પિતા ! કોણ આપી એ તુજ વિણ શકે કદી ?

ગુંથું આદેશ તારા હું પ્રવૃત્તિ પ્રતિ મુજમાં,
ઉચ્ચ એ પ્રવૃત્તિ દ્વારા પામું નિવૃતિ તુજમાં.

તારી અર્પેલી શક્તિનો હું કરૂં સદ્વ્યય પ્રભો !
ધર્મ એ, પ્રવૃત્તિ યે એ, સાર જીવનનો ભલો.

# આપ વિણ જીવનપતિ !

(હરિગીત)

નજરે પડે નહિ કિરણો જો સૂર્યનાં પ્રાતઃસમે—
તો શી રીતે વિકસિત થઇને કુમુદિની હર્ષે રમે ?
જો જલ તણું સિંચન ન થાએ રમ્ય ઉદ્યાને સખે !
એ રમ્યતા તો કેટલા દિન પ્રાણપતિ ! કહોને રહે ?

સર્વાંગ સુન્દર પુષ્પ હો, પણ હો પરાગ વિનાનું જો-
તો કોણ આદર નાથ ! કરશે પુષ્પનો એવા કહો ?
છો રમ્યતા મુજ જીવનની, છો પુષ્પ ને રશ્મિ વળી—
તો શી રીતે જીવી શકું હું આપ વિણ જીવનપતિ ?

# હવે તો ઉગારો નાથ !



( ગઝલ )

પ્રબલાનલેથી આવા આ નાથજી ! ઉગારો,
હું ક્યાં પ્રભુજી ! જાઉં એ તો જરા ઉચ્ચારો.

આકાશ રે ! આશાનું સર્વાંશ શ્યામ દીસે,
તેમાં પડે ન નજરે એકે અરે ! સિતારો.

ચારે તરફ ઉછળે છે સાગર તણા મોજાંઓ,
તો યે નથી દેખાતો નજરે જરા કિનારો.

જડતું ન કાંઇ સાધન વિશાલ સાગરે આ,
દિલની દયા બતાવી તારો દયાળુ ! તારો.

આશા ધરી રાખું તો પૂરી થશે પ્રભુજી ?
બ્રહ્માંડના માલિક વિણ કોનો લઉં સહારો ?

વિપદ ભલે આવેને આખા જગતની સાથે,
પણ એટલું બસ કહી દ્યો :-"તારો હું ને તું મારો.

શ્રદ્ધા ધરી રાખી પણ ઉર હલબલ્યું પ્રભુ ! બહુ,
આવો વિના વિલંબે, ઉંડી વ્યથા નિવારો.

આપો ન આપો તો યે ભિક્ષાનું પાત્ર ઝાલી —
હું બારણે તમારે દિનરાત બેસનારો.

# પ્રશ્ન.

( ગઝલ )

કહે નિસ્તેજ કયમ જ્યોત્સના સુબુદ્ધિની કરી દીધી।
સ્થિતિ આ હાનિકારક કયમ કહો સ્વીકારી છે લીધી ?

સુઉજ્જવલ ભાવનાઓમય ગુમાવી સ્વતંત્રતા સૌયે,
રૂઢી રૂપી કુર રાક્ષસીને ગણી રમણી વરી લીધી ?

રમકડાં સમ તમારાં પુત્ર પુત્રીઓ વરાવાની—
અતી તીક્ષ્ણ છૂરી શાને કહો હસ્તે ધરી લીધી ?

ભૂલી આદર્શ ફળદાતા પ્રથા બ્રહ્મચર્યની ભાઇ !
નમાલાં બાળલગ્નોની મજા જુઠી ગ્રહી લીધી ?

ખરાં ફળદાયી દાનોને ભૂલીને સર્વથા બંધુ !
મરણ ને લગ્નના ખોટા વરાની રીત ખરી કીધી ?

પ્રભુએ સોંપી જે કન્યા જતન કરવા રૂડી રીતે—
કહો કયમ વેચવા તેને દગાબાજી શીખી લીધી ?

ગુમાવી ભાવના બુદ્ધિ ગુમાવી આત્મની શુદ્ધિ,
નકલ ખોટી કરી કરીને સહુ સિદ્ધિ તજી દીધી ?

જગત ઇતિહાસને વાંચી મને કહો એટલું ભાઇ !
"રહી વિચારહીન કોણે જગતમાં ઉન્નતિ કીધી ?"

ॐ

# તું પ્રભુ ! તું.

—ooo—

( પ્રભાતીઉ )

ધનવિભવકાન્તિદા ભક્તવિશ્રાન્તિદા,
સકલસુખશાન્તિદા તું પ્રભુ ! તું

આ પ્રભાતે તને, આત્મ પ્રેમે નમે,
હૃદય તાને રમે, "તું પ્રભુ ! તું.

શૌર્ય ને શક્તિ તું, પુણ્ય ને ભક્તિ તું,
પ્રેમમય વ્યક્તિ તું તું પ્રભુ ! તું

સકલ ગુણજ્ઞ તું સકલ મર્મજ્ઞ તું,
એક સર્વજ્ઞ તું તું પ્રભુ ! તું

દીનઆધાર તું પાપીને તાર તું
સિદ્ધિ ને સાર તું તું પ્રભુ ! તું.

તું શ્રુતિ, તું સ્મૃતિ, તું ગતિ, તું મતિ,
તુંજ સૃષ્ટિપતિ તું પ્રભુ ! તું

હૃદય દૌર્બલ્ય જ્યાં
તું જ મુજ સ્હાયમાં

ગુણ તારા પ્રભો !
વાણી તે તું જ તું

પ્રકટ પ્રભુ થાતું ત્યાં—
તું પ્રભુ ! તું.

શી રીતે વર્ણવું ?
તું પ્રભુ ! તું.

# કીર્તિગાન.

---

( ગઝલ )

કયા જને ગાયાં નથી સંપત્તિમાં કે વિપદે—
સ્વભૂમિનાં કીર્તિગાનો મસ્ત ને ગર્વિત હૃદે ?

પ્રતિ ધ્વનિથી ગાનના એ રોમરોમ ન જાગતું—
કયા ઉરે સંપૂર્ણ ભાવે વિરલ ચેતન સુમદે ?

સૂણતાં અલ્પાંશ ગુણ, થાતું ન મગ્ન શતાંશ કો ?
અનુભવ્યું કોણે ન નિજ ભૂમિનું ગૌરવ પ્રતિ પદે ?

ગાનમાં તન્મય થતાં, વળી ઉચ્ચ સ્વરથી ઉન્મત્ત—
નિજ ભૂમિપ્રેમની પરાકાષ્ટા ન જાગી કયા હૃદે ?

ગાનના એ કરૂણરસથી દેશહિતનાં અશ્રુઓ—
કયાં નયનથી ન ટપકયાં જાણ્યે અજાણ્યે અનાહદે ?

# તું મારી મેના !

( અંજની ગીત )

( ૧ )

સ્વામીસેવા પ્રેમે કરતી,
દુઃખડાં સૌ સ્વામીના હરતી,
સ્વામીઉરે શાન્તિ ભરતી,
તું મારી મેના !

દેવાંશિની સુઆર્યા તું,
ગૃહધર્મે નિપૂણ કાર્યા તું,
ભારતની હા ! સુભાર્યા તું ;
ગુણો એ એના.

( ૨ )

શબ્દે તારા ગૃહ ઉજળતું,
હાસ્યે તારા પુણ્ય ઉભરતું,
જગ સૌ તારા કર્મે નમતું ;
પ્રભુતા શી તારી ?

૧૦૩

"સ્વામી" વદતાં શુભ સુખ મળતું,
સ્વામી મળતાં વધુ સુખ ભળતું,
સ્વામીથી સ્વામીપદ જડતું;
એવી તું મારી.

# પ્રભુની સમીપે.



( ગઝલ )

આવ્યો પ્રભુ ! હું છું અહીં અર્ધો બની ઘેલો,
ચાલ્યો બહુ, થાકયો નથી, મનનો નથી મેલો.

દુનીઆ મથે આખી વિભવ, ધન, કીર્તિને માટે
અણમૂલ નથી તુજથી કંઇ હું એજ શીખેલો.

બની મસ્ત જે તુજ નામને હરદમ રહ્યા રટતા—
હું તેહનો પકકો અરે પરમેશ ! છું ચેલો.

આવ્યો પ્રભો ! હું આહીં છું ઉરશાન્તિને માટે,
ઝાળે ભયંકર દુઃખની હું તો છું દાઝેલો.

ભગવાન ! કરૂણા ભાવથી ખોળા મહીં લઇ લ્યો,
તાજો કરો ને પ્રભુ પૂનઃ આ શુષ્ક ઉરવેલો.

ભટકયો બહુ પણ પ્રાપ્ત નવ ઇચ્છિત થયું કયાંહી,
હરદમ હવે હું તો રહું તુજ પાય ઝૂકેલો.

બસ, ચ્હાઉં તુજને ને સદા ભક્તિ કરૂં તારી,
મુજ ઉરને અડક્યો પ્રભો ! તુજ પ્રેમનો રેલો.

આનંદની મસ્તી અજબ ઉરે રહી રેલી,
બસ તુંજ, તું, તું, તું હવે સર્વત્ર પ્રસરેલો.

# જે પારણાની દોરી ઝાલે તેજ તારે દેશને



( હરિગીત )

નિજ બાલને પોઢાડવા ગીતો મધુરાં બોલતી,
કોમલ કરે દોરી ધરી ધીમે ધીમે હિંચોળતી ;
એ ગૃહિણીનું દર્શન જગાવે ઉર.વિચાર વિશેષને:—
"જે પારણાની દોરી ઝાલે તેજ તારે દેશને."

જે હસ્ત નાજુક દીસતો તેમાં અતુલ બલ છે ભર્યું,
જે હૃદય કોમલ દીસતું અદ્‌ભુત મનોબલ ત્યાં ભર્યું,
જે બાળકલેશો કાપતી કાપેજ તે ભુમિકલેશને,
"જે પારણાની દોરી ઝાલે તેજ તારે દેશને."

# આવ્યા હરિ.

( હરિગીત )

સૂતો હતો, આવ્યા હરિ, કૈં સ્પર્શ મુજ અંગે કીધો,
હું ભાગ્યહીણો તોય રે ! તેવીજ રીત સૂતો રહ્યો.
બેઠો હતો, આવ્યા હરિ, મુજ હસ્ત પ્રેમે ગ્રહી લીધો,
હું જડ સમો રે તોય ત્યાં જાણ્યા વગર બેઠો રહ્યો.

ઉભો હતો, આવ્યા હરિ, કૈં સાન કીધી હસ્તથી,
હું તોય ના પાછળ ગયો, ઉભો રહ્યો ત્યાં સ્થિર બની.
ચાલ્યો જતો કૈં માર્ગ જૂઠે, દોડતા આવ્યા હરિ,
બે હસ્ત ગ્રહી ઝાલી લીધો, ખેંચી ગયા તે માર્ગથી.

# વિદાય.

( ત્રોટક )

કંઈ ફૂલ ધર્યાં ઉરબાગ તણાં,
કંઇ અંતરનાં સુણવ્યાં સુગીતો,
કંઈ પ્રેમ દીધો ; રહી હોય મણા—
અહી મારી વિદાય હવે લઉં તો.

સમાપ્ત.

# આ પુસ્તકના અગાઉથી
# ગ્રાહક થનારનાં નામો.



## કલકત્તા

| નકલ | ગ્રાહકનું નામ. |
|---|---|
| ૨૫ | શેઠ જેઠાભાઇ જેચંદ |
| ૨૫ | એક જરથોસ્તી ગૃહસ્થ |
| ૨૫ | એક પારસી ગૃહસ્થ (મી. ઇ.એન. કાંગા મારફતે) |
| ૨૫ | ભાઇ દયાળ નથ્થુ |
| ૨૫ | ભાટીઆ વૉલન્ટીઅર કોર ( કલકત્તા ) |
| ૧૦ | શેઠ ગોપાલદાસ વીરજી |
| ૧૦ | ,, હરીદાસ ગોકલદાસ |
| ૧૦ | ,, ત્રીભોવન હીરાચંદ |
| ૧૦ | ,, ઓસમાન જમાલ |
| ૧૦ | ,, જેઠાભાઇ રાઘવજી |
| ૧૦ | ,, સીદીક જમાલ |
| ૧૦ | ,, જાનમહમદ ગાંગજી |
| ૧૦ | ,, મેઘજી લધા |

૧૦ શેઠ કુરપાલ હરસી
૧૦ ,, ઉમરશી રાયસી
૧૦ ,, કરસનદાસ માધવદાસ
૧૦ ,, લક્ષ્મીદાસ પ્રેમજી
૧૦ ,, ગોરધનદાસ પુરૂષોત્તમ
૧૦ ,, ત્રીભોવન સુંદરજી
૧૦ એક ભાટીઆ ગૃહસ્થ
૧૦ શેઠ કેશવજી-કુંપની
૧૦ ભાઈ દ્વારકાદાસ મૂલજી
૧૦ શેઠ નારણદાસ દયાળ
૧૦ ભાઈ ગોરધનદાસ ત્રીકમદાસ પમાણી
૧૦ ,, નરોત્તમ ગોકલદાસ
૧૦ ,, સંગીતાચાર્ય.
૫ શેઠ દામોદર કલ્યાણજી
૫ ,, માધવલાલ ધારશી
૫ ,, ત્રીકમજી જીવણદાસ
૫ ,, જેઠા લધા
૫ ,, કુંવરજી ભોજા
૫ ,, વી. દામોદર
૫ ,, ડાસાભાઈ લાલચંદ
૫ ,, હરીવલ્લભદાસની કુંપની
૫ ભાઈ હીરાલાલ મહેતા

૫ ભાઇ ઇ. એ. ઉમરજી
૪ શેઠ ખીમજી હંસરાજ
૨ ભાઇ મીરજા મહુમદ
૨ ,, મોહનલાલ પુરોહિત
૨ ,, મોહનલાલ રણછોડજી
૫ ,, માણેકલાલ દેવશંકર હાથી
૪ ,, ત્રીકમદાસ દામજી
૧ ,, ઇ. એ. દાદાભાઇ
૧ ,, આઇ. એ. માલ
૧ ,, જગમોહનદાસ સોભાગચંદ
૧ ,, નારણદાસ ગોરધનદાસ
૧ ,, ચત્રભુજ ડોસા
૧ ,, નગીનદાસ હરખચંદ
૧ ,, જગમોહનદાસ મૂલજી
૧ ,, મનમોહનદાસ લીલાધર
૧ ,, દેવચંદ હીરાચંદ
૧ ,, તૈયુબ હાજી ઇસ્માઇલ
૧ ,, અલી સુલેમાન
૧ ,, મણીલાલ મોહનલાલ
૧ ,, ઇસુફ મહુમદ
૧ ,, હંસરાજ લાલજી
૧ ,, છગનલાલ વૃજલાલ

૧ ભાઇ અમૃતલાલ ઘેલાભાઇ
૧ ,, ત્રીકમદાસ ડાહ્યાભાઇ
૧ ,, નવલશંકર વૃજલાલ
૧ ,, નાનાલાલ વલભદાસ
૧ ,, લક્ષ્મીદાસ દેવીદાસ
૧ ,, રામનાથ શીવરત્ન શુકુલ
૧ ,, નાનુભાઇ છબીલદાસ
૧ ,, રણછોડદાસ મોરારજી
૧ ,, મણીલાલ મોહનલાલ ભટ્ટ
૧ ,, ચાંપશી વિઠ્ઠલદાસ જસાણી
૧ ,, કેશવજી લાલજી
૧ ,, કાનજી કેશવજી
૧ ,, હરીસીંગ કેશવજી
૧ ,, ચત્રભુજ કાનજી
૧ ,, મોહનલાલ ધરમશી
૧ ,, સોમચંદ ઉજમશી
૧ ,, પોપટલાલ રામજી
૧ ,, પરશોત્તમ દેવજી ગાંધી
૧ ,, ચત્રભુજ અંજારીઆ
૧ ,, હીરાલાલ ગોરધનદાસ
૧ ,, લક્ષ્મીદાસ લાલજી
૧ ,, સી. એમ. જરીવાલા

૧ ભાઈ વસનજી ટોપણ
૧ „ કેશવલાલ હરગોવિંદ
૧ „ ભીમજી વીરચંદ
૧ બાબુ જગન્નાથપ્રસાદ
૧ „ ભૂરામલ
૧ ભાઈ વૃંદ્રાવન ભગવાનજી
૧ „ અમરચંદ બેચર
૧ „ પ્રાણલાલ ચાંપશી
૧ „ લખમશી રતનશી
૧ „ ગીરધરલાલ ગોવિંદજી
૧ „ જગજીવન શીવલાલ
૧ „ અબ્બાસભાઈ મહમદ હુસેન
૧ „ છોટાલાલ તારાચંદ
૧ „ પ્રભુદાસ જગજીવન
૧ „ લીલાધર પ્રેમજી
૧ „ હરિલાલ મોહનલાલ કરમચંદ ગાંધી
૧ „ રામદાસભાઈ
૧ „ લાલજી જયચંદ
૧ „ મેઘજી મનજી
૧ „ વજેશંકર હીમતરામ ધોલકીઆ
૧ „ લાભશંકર અમૃતલાલ

